## છપાવનારાઓને ચેતવણી.

પ્રસિદ્ધ કરતાઓને હું નમ્ર વિનંતી કરૂંછું કે મેં આ "**ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ**" સને ૧૮૬૭ ના ૨૫ મા આક્ટ પ્રમાણે સરકારમાં રજીસ્ટર કરાવ્યો છે માટે જો આ નમુનાનો **ઇતિહાસ** બહાર પાડશો તો ઉપરની કલમ લાગુ પાડી કામ ચલાવવામાં આવશે.

લી૦ પ્રસિદ્ધ કર્તા.

## નિશાળના મેહેતાજીઓને વિનંતિ.

મારા પ્રિય બંધુ મેહેતાજીઓ! ૧ આ **ઇતિહાસ** મે ઘણી સાવચેતીથી ૫૮ પ્રશ્નોત્તર સહિત તથા ચાવડા, સોલંકી તથા વાઘેલાવંશ ની ગાદી ઉપર થએલા તમામ રાજાઓના ઇતિહાસીક બનાવો સહિત આ નાનકડા પુસ્તકમાં સમાવેશ કર્યો છે. બાદ બીજા ઘણા ઇતિહાસો બહાર પડેલા છે પણ આપ તપાસ કરી જોશો તો માલમ પડશે. માટે મારા અલ્પ વિનંતી ધ્યાનમાં લઇ આપના ત્રીજા ધોરણમાં ચલાવવા તસ્દી લેશો.

લી૦ પ્રસિદ્ધ કર્તા.

# ॥ गुजरातना रजपुतं राजाओनीं ॥

## વંશાવળી.

(ઇ૦ સ૦ ૬૯૬ થી ૧૩૦૪ સુધી=૬૦૮ વર્ષની)

### ચાવડા વંશ.

| નામ. | ગાદીપર બેઠા. | મરીગયા. | રાજ્ય કર્યું. |
|---|---|---|---|
| જયશિખર | ૬૯૬ | ૭૪૬ | ૫૦ |
| વનરાજ | ૭૪૬ | ૮૦૬ | ૬૦ |
| યોગરાજ | ૮૦૬ | ૮૪૨ | ૩૬ |
| ક્ષેમરાજ | ૮૪૨ | ૮૬૬ | ૨૪ |
| ભૂવડ (પીથુ) | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વિરસિંહ | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રત્નાદિત્ય | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સામતસિંહ | ૯૩૫ | ૯૪૨ | ૭ |

ચાવડાવંશ ૬૯૬ થી ૯૪૨ સુધી એટલે ૨૪૬ વર્ષ ચાલ્યો.

### સોલંકીવંશ.

| | | | |
|---|---|---|---|
| મુળરાજ | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ચામુંડ | ૯૯૭ | ૧૦૧૦ | ૧૩ |
| વલ્લભસેન | ૧૦૧૦ | ૧૦૧૦ | છ માસ |
| દુર્લભસેન | ૧૦૧૦ | ૧૦૨૨ | ૧૨ |

| | | | |
|---|---|---|---|
| ભીમદેવ પેહેલો | ૧૦૨૨ | ૧૦૭૨ | ૫૦ |
| કરણ | ૧૦૭૨ | ૧૦૯૪ | ૨૨ |
| સિદ્ધરાજ જયસિંહ | ૧૦૯૪ | ૧૧૪૩ | ૪૯ |
| કુમારપાળ | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| અજેપાળ | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| બાળ મૂળરાજ | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ભીમદેવ બીજો | ૧૧૭૯ | ૧૨૪૨ | ૬૩ |
| ત્રીભોવનપાળ | ૧૨૪૨ | ૧૨૪૪ | ૨ |

સોલંકીવંશ ૯૪૨ થી ૧૨૪૪ સુધી ૩૦૨ વર્ષ ચાલ્યો.

## વાઘેલાવંશ.

| | | | |
|---|---|---|---|
| વિશળદેવ | ૧૨૪૪ | ૧૨૬૨ | ૧૮ |
| અર્જુનદેવ | ૧૨૬૨ | ૧૨૭૫ | ૧૩ |
| સારંગદેવ | ૧૨૭૫ | ૧૨૭૯ | ૪ |
| કરણઘેલો | ૧૨૭૯ | ૧૩૦૪ | ૨૫ |

વાઘેલાવંશ ૧૨૪૪ થી ૧૩૦૪ સુધી ૬૦ વર્ષ ચાલ્યો.

# ગુજરાતના ઇતિહાસમાં પ્રખ્યાત થએલા પુરૂષોની ઓળખાણ.

| નંબર | નામ. | કોણ હતા. |
|---|---|---|
| ૧ | કૃષ્ણ | દ્વારકાંનો રાજા |
| ૨ | શિલાદીત્ય | વલ્લભીપુરનો રાજા |
| ૩ | કાપુ | વલ્લભીપુરનો વેપારી |
| ૪ | જયશિખરી | પંચાસરનો રાજા ને વનરાજનો બાપ |
| ૫ | ભૂવડ | કલ્યાણીનો રાજા |
| ૬ | સુરપાળ | રૂપસુંદરીનો ભાઈ વનરાજનો મામો |
| ૭ | શીલગુણસુરી | વનરાજનું નામ પાડનાર જતી |
| ૮ | શંકર | પંચાસરનો કવિ |
| ૯ | ચંદ, દૂંદ, ભટ, ચેદ વીર, સિંહ, સિંધુ. ગીરી, ધીર, સામત, ધીમત, ધન, વિપતુ. બીમ, મહારથ, મીર. | ભુવડના સોળ જુદ્ધા |
| ૧૦ | અણહિલ | વનરાજને રસ્તો બતાવનાર ભરવાડ |
| ૧૧ | ચાંપો | વનરાજનો પ્રધાન |
| ૧૨ | ભુવનાદીત્ય | રાજનો બાપ |
| ૧૩ | રાજ | ભુવનાદિત્યના છોકરા. |
| ૧૪ | બીજ | ભુવનાદિત્યના છોકરા. |
| ૧૫ | દંડક | ભુવનાદિત્યના છોકરા. |
| ૧૬ | મૂળરાજ | સામતસિંહનો ભાણેજ |
| ૧૭ | તેલપદેવ | તેલંગણનો રાજા |

| | | |
|---|---|---|
| ૧૮ બાપેં | તેલંગણનો સેનાપતિ. | |
| ૧૯ ગ્રહરીપુ | સોરઠનો રાજા | |
| ૨૦ લાખો | કચ્છનો રાજા | |
| ૨૧ નાગરાજ | ચામુંડનો ત્રીજો દીકરો | |
| ૨૨ મહેંદ્ર | મારવાડનો રાજા | |
| ૨૩ મહમુદ | ગીઝનીનો રાજા | |
| ૨૪ ભોજ | માળવાનો રાજા | |
| ૨૫ વિશળદેવ | અજમેરનો રાજા | |
| ૨૬ કરણ | કાશીનો રાજા | [શ્રાવક વાણીઓ |
| ૨૭ વિમળશાહ | ભીમદેવના વખતમાં મોટો સાહુકાર | |
| ૨૮ મૂળરાજ | ભીમદેવના દીકરા | |
| ૨૯ ક્ષેમરાજ | | |
| ૩૦ કરણ | | |
| ૩૧ રાજકેશી | ચંદ્રાપુરનો રાજા | |
| ૩૨ યશોવરમાન | માળવાનો રાજા | |
| ૩૩ રાખેંગાર | સોરઠનો રાજા | |
| ૩૪ કહાનદેવ | સિધરાજનો સેનાપતિ | |
| ૩૫ વિજયરાજ | જેસલમેરનો રાણો, સિધરાજનો જમાઈ | |
| ૩૬ દેવપ્રસાદ | ક્ષેમરાજનો દીકરો | |
| ૩૭ ત્રીભોવનપાળ | ત્રીભોવનપાળના છોકરા | |
| ૩૮ મહીપાળ | | |
| ૩૯ કુમારપાળ | | |
| ૪૦ કીર્ત્તિપાળ | કુમારપાળનો ભાઈ | |
| ૪૧ ઉદાયન | કુમારપાળનો મંત્રી | |

| | | |
|---|---|---|
| ૪૨ | આમ્રભટ | કુમારપાળનો સેનાપતિ |
| ૪૩ | હીમાચાર્ય | કુમારપાળનો ગુરૂ |
| ૪૪ | આન | નાગોરનો રાજા |
| ૪૫ | મલ્લિકાઅર્જુન | કોંકણનો રાજા |
| ૪૬ | શાહબુદ્દીન | ગીઝનીનો બાદશાહ |
| ૪૭ | જેતસી | આબુનો રાજા |
| ૪૮ | સોમેશ્વર | અજમેરનો રાજા |
| ૪૯ | પૃથુરાજ | સોમેશ્વરનો દીકરો |
| ૫૦ | કુતબુદ્દીન | શાહાબુદ્દીનનો ગુલામ |
| ૫૧ | અરણોરાજ | લવણપ્રસાદનો બાપ |
| ૫૨ | લવણપ્રસાદ | વિર્ધવલનો બાપ |
| ૫૩ | વિર્ધવલ | વિસળદેવનો બાપ |
| ૫૪ | વસ્તુપાળ | વિર્ધવલના કારભારી |
| ૫૫ | તેજપાળ | |
| ૫૬ | વીરમદેવ | વિર્ધવલનો દીકરો |
| ૫૭ | વિશળદેવ | વિર્ધવલનો દીકરો |
| ૫૮ | માધવ | કરણનો પ્રધાન |
| ૫૯ | કેશવ | કરણનો પ્રધાન |
| ૬૦ | અલાઉદ્દીન | દિલ્હીનો પાદશાહ |
| ૬૧ | અલીફખાં | અલાઉદ્દીનનો ભાઈ |
| ૬૨ | નસરતખાં | અલાઉદ્દીનનો વજીર |
| ૬૩ | નાગડ | વિશળદેવનો પ્રધાન |

## ગુજરાતમાં પ્રખ્યાત થએલી બાઇડીઓની ઓળખાણ

| | |
|---|---|
| ૧ રૂપસુંદરી | જયશિખરીની રાણી ને વનરાજની મા |
| ૨ મીનળદેવી | ભૂવડની દીકરી |
| ૩ શ્રીદેવી | વેપારીની સ્ત્રી વનરાજને તીલકકરનાર |
| ૪ લીલાદેવી | સામતસિંહની બેન ને મૂળરાજની મા |
| ૫ દુલ્લભદેવી | દુલ્લભસેનની રાણી ને મહેંદ્ર રાજાની બેન |
| ૬ ઉધામતી | ભીમદેવની રાણી ને કરણની મા |
| ૭ બકુલાવતી | ભીમદેવની રાણી |
| ૮ મીનળદેવી | કરણની રાણી અને સિધરાજની મા |
| ૯ રાણકદેવી | રાખેંગારની રાણી |
| ૧૦ પ્રેમળદેવી | કુમારપાળની બેન |
| ૧૧ દેવળદેવી | કુમારપાળની બેન [રાજાની દીકરી |
| ૧૨ ઝલના | કુમારપાળની રાણી ને નાગોરના આન |
| ૧૩ નાયકીદેવી | અજેપાળની રાણી |
| ૧૪ કમળાદેવી | સોમેશ્વરની રાણી ને પૃથુરાજની મા |
| ૧૫ મદનરાગણી | લવણપ્રસાદની રાણી |
| ૧૬ રૂપસુંદરી | માધવની સ્ત્રી |
| ૧૭ કમળાદેવી | કરણઘેલાની રાણી |
| ૧૮ દેવળદેવી | કરણઘેલાની દીકરી |
| ૧૯ જસા | સિદ્ધરાજને શ્રાપ દેનાર ઓડણ. |

## ગુજરાતમાં ક્યાં ક્યાં રાજ થયાં અને તેના નાશ વીશે શું કહેવાય છે તેનું બ્યાન.

આ પ્રાંતમાં ગુર્જર લોકો આવીને વસ્યા તે ઉપરથી ગુજરાત નામ પડયું.

ગુજરાતમાં રાજ ગાદી પાંચ ઠેકાણે થઈ, તેના નામ. ૧ દ્વારકાં, ૨ વલ્લભીપુર, ૩ પંચાસર, ૪ અણહીલપુરપાટણ અને ૫ અમદાવાદ.

### દ્વારકાની હકીકત.

દ્વારકાંમાં જાદવ વંશના કૃષ્ણ રાજા રાજ કરતા હતા એક વખતે તે વંશના બધાં માણસો સોમનાથપાટણની જાત્રા કરવા ગયાં, ત્યાં કેફ કરી માંહો માંહે વઢી મુઆ તેથી તેનો નાશ થયો.

### વલ્લભીપુરની હકીકત.

એ શેહેરનું ખંઢેર હાલ ગોહીલવાડમાં ભાવનગરની ઉત્તરે થોડા ગાઉ ઉપર વળા ગામની થડમાંછે. વલ્લભીપુરની ગાદીએ અઢાર રાજાઓ થયા, તેમાંના છેલ્લા પાંચ રાજા શીલાદીત્ય નામથી ઓળખાયાછે. પાંચમો શીલાદીત્ય રાજા વેદ ધર્મી અને શિવ માર્ગી હતો, તેના નાશ વિષે બે વાતો કહેવાયછે. ૧. વલ્લભીપુરની પાસે ઇસાવળાનાં ડુંગરમાં એક જોગી રહેતો હતો, તેને એક ચેલો હતો, તે ગામમાં રોજ ભીખ માગવા જાય પણ તેને કોઇ ભીખ આપતું નહીં તેથી

લાકડાનો ભારો વેચી, તેના ગુરૂનું પેટ ભરતો એમ કરતાં તેના માથાના વાળ ઘસાઇ ગયા, અને ટાલ પડી ગઇ તે તેના ગુરૂએ દીઠી ત્યારે તેનું કારણ પૂછયું એટલે, ચેલાએ ઉપરની બધી વાત કહી, તેથી ગુરૂ પોતે ગામમાં માગવા ગયો પણ તેને એક કુંભારણ સિવાય બીજા કોઇએ ભીખ આપી નહીં, તેથી કુંભારણને બહાર બોલાવી શ્રાપ દીધો એટલે વલ્લભીપુરનો નાશ થયો.

૨. મારવાડના પાલી શેહેરમાંથી કાકુ નામે કોઇ વેપારી વલ્લભીપુરમાં આવીને રહ્યો, તેણે વેપારમાં ઘણો પૈસો મેળવ્યો. એક વખતે તેની દીકરી સોનાની જડાવ કાંસકીથી માથું ઓળતી હતી, તે શીલાદીત્યની કુંવરીએ દીઠી તેથી તે લેવાને હઠ કરી તેથી શીલાદીત્યે કાકુ પાસે માગી, પણ તેણે આપી નહી એટલે શીલાદીત્યે જોર જુલમથી લઇ લીધી તેથી કાકુ સીંધના મલેચ્છ રાજા પાસે ગયો, અને તેને એક લાખ સોના મોહોર આપી વલ્લભીપુર ઉપર ચડાઇ કરવા તેડી લાવ્યો. તેણે આવી શીલાદીત્યને મારી નાંખી વલ્લભીપુરનો નાશ કર્યો.

### પંચાસરની હકીકત

પંચાસર એ શેહેર ઝાલાવાડની ઉત્તરે કચ્છના નાના રણની પાસે ઝીંઝુવાડાની થડમાં હતું. ત્યાં ઈ. સ. ૬૯૬ માં જયશીખરી ચાવડો રાજા થયો. તેના ઉપર કલ્યાણીના રાજા ભૂવડ સોલંકીએ ચડાઈ કરી તેનો નાશ કર્યો.

### અણુહીલપુરપાટણની હકીકત.

એ શેહેર ઇ. સ. ૭૪૬માં વનરાજ ચાવડાએ વસાવ્યું.

ત્યાં હાલ ગાયકવાડ સરકારનું રાજ્યછે.

## અમદાવાદની હકીકત.

એ શેહેર ઇ. સ. ૧૪૧૧માં અહમદશાહે વસાવ્યું. ત્યાં હાલ અંગ્રેજ સરકારનું રાજ્યછે.

## જયશીખરી.

એ ઇ. સ. ૬૯૬માં પંચાસરમાં રાજ્ય કરતો હતો. તેના વખતમાં શંકર નામે એક કવિ હતો. તે એક વખતે કલ્યાણી ગયો અને ત્યાંના રાજા ભૂવડ સોલંકી પાસે જયશીખરીના અને પંચાસરનાં ઘણાં વખાણ કર્યાં. તેથી ભૂવડે પોતાના મીર નામે સેનાપતિને લશ્કર આપી ગુજરાત જીતવાને મોકલ્યો. પણ તેને જયશીખરીના સાળા સુરપાળે હરાવીને પાછો કાઢયો તેથી ભૂવડ પડે ચઢયો અને પંચાસરને ઘેરી લીધું. તે ઘેરો બાવન દીવસ ચાલ્યો આખરે જયશીખરી મરાણો અને પંચાસર ભૂવડને હાથ ગયું. ભૂવડે ગુજરાતની ઉપજ પોતાની દીકરી મીનળદેવીને આપી હતી.

## રૂપસુંદરી.

એ જયશીખરીની પટરાણી હતી. એ બે જીવવાળી હતી તેથી જ્યારે જયશીખરીને મરવાનો વખત આવ્યો ત્યારે તેણે પોતાન સાળા સુરપાળ જોડે તેને વનમાં મોકલી દીધી ત્યાં કોઇ ભલી ભીલડીએ તેનું રક્ષણ કર્યું. અને વૈશાક સુદ ૧૫મે તેને દીકરો આવ્યો તે વનમાં જન્મ્યો તેથી તેનું નામ વનરાજ પાડયું. પછી ત્યાં એક શાલિગુણસુરી નામે આવ્યો તે

રૂપસુંદરીને અને વનરાજને પોતાને અપાસરે તેડી ગયો.

### ભૂવડના સોળ જોદ્ધાઓનાં નામ.

ચંદ, દૂંદ, ભટ, વેદ, વીર, સિંહ, સિંધુ, ગીરી, ધીર, સામત, ધીમત, ધન, વીપડુ, ભીમ, મહારથ, મીર.

### વનરાજ.

એ મોટો ને સમજણો થયો, ત્યારે તે પોતાના મામા સુરપાળ જોડે રહીને બહારવટાં અને લુટફાટ કરવા લાગ્યો. એક વખતે ભૂવડનાં માણસો ગુજરાતની ઉપજ તથા ઘોડા વગેરે લઇ તેને દેશ મીનળદેવીને આપવા જતાં હતાં તેના ઉપર વનરાજે હુમલો કરીને બધું લુંટી લીધું તેની મદદથી તેણે ઇ. સ. ૭૪૫માં સરસ્વતી નદીને કાંઠે પાટણ શેહેર વસાવ્યું. ને ત્યાં પોતાની રાજગાદી કરી રાજ્ય કરવા લાગ્યો. તેણે જે જે વચનો આપ્યાં હતાં તે તેણે ગાદીએ બેસતી વખતે પાળ્યાં અણહીલ નામે ભરવાડે જવા આવવાના માર્ગ અને સંતાવાની જગાઓ બતાવી હતી તેથી તેણે તેને વચન આપ્યું હતું કે, જ્યારે હું ગાદીએ બેસીશ ત્યારે મારી રાજ ગાદીના શેહેરનું નામ અણહીલપુર પાટણ પાડીશ. તેથી તે નામ પાડયું. શ્રીદેવી નામે કોઇ વાણીઆણીએ વનરાજની પરોણા ચાકરી કરી હતી તેથી તેણે તેને વચન આપ્યું હતું કે, જ્યારે હું ગાદીએ બેસીશ ત્યારે તારે હાથે તીલક કરાવીશ. તેથી તેને હાથે તીલક કરાવ્યું. ચાંપો નામે કોઇ વેપારી વન વાસમાં તેનો કારભારી હતો તેને પોતાનો પ્રધાન ઠરાવ્યો. એ

ચાંપા પ્રધાને ચાંપાનેર શેહેર વસાવ્યું તે આગળ મોટું હતું, પણ હાલ તેમા થોડી વસ્તી છે. તે રેવાકાંઠા એજન્સીમાં પાવાગઢની પાસેછે. વનરાજ ગાદીએ બેઠો ત્યારે તે ૫૦ વરસ નો હતો. તેણે પાટણ વસાવ્યા પછી ૭૪૬ થી ૮૦૬ સુધી ૬૦ વરસ રાજ કર્યું. અને તે ૧૧૦ વરસની લાંબી ઉમરે મરણ પામ્યો તે સદગુણી, સત્યવાદી, પ્રતાપી અને શૂરો હતો.

## યોગરાજ.

વનરાજ પછી એનો દીકરો યોગરાજ ગાદીએ બેઠો તેણે ૮૦૬ થી ૮૪૨ સુધી ૩૬ વરસ રાજ કર્યું. તે એના બાપના જેવો પ્રતાપી હતો. તેણે રાજ્યમાં અને ઉપજમાં વધારો કર્યો ને લોકોને સુખી કર્યા. તે લડાઈમાં ચતુર અને શૂરો હતો અને તીર મારવામાં હુશીઆર હતો વળી તે ઘણો ભણેલો હતો તેથી તેણે એક ગ્રંથ બનાવ્યો હતો.

## ક્ષેમરાજ.

યોગરાજ પછી તેનો દીકરો ક્ષેમરાજ ગાદીએ બેઠો એણે ૮૪૨ થી ૮૬૬ સુધી ૨૪ વરસ રાજ કર્યું. તે સ્વભાવે તોરી હતો, તેથી તેને સગાં સાથે સંપ નહોતો, તોપણ તેણે રાજ્ય તથા દોલત વધારી.

## ભૂવડ.

ક્ષેમરાજ પછી એનો દીકરો ભૂવડ ગાદીએ બેઠો એણે ૮૬૬ થી ૮૯૫ સુધી ૨૯ વરસ રાજ્ય કર્યું એનું બીજું નામ ચીસુ હતું.

## વીરસિંહ.

ભૂવડ પછી એનો દીકરો. વીરસિંહ ગાદીએ બેઠો. એણે ૮૯૫ થી ૯૨૦ સુધી ૨૫ વરસ રાજ કર્યું.

## રત્નાદીત્ય.

વીરસિંહ પછી એનો દીકરો રત્નાદીત્ય ગાદીએ બેઠો એણે ૯૨૦ થી ૯૩૫ સુધી ૧૫ વરસ રાજ કર્યું. એ સારા ગુણને માટે વખણાયોછે. તે પોતાનું વચન પાળનારો, સાચો, શૂરો ને અંગે બળવાન હતો. તેણે લુચ્ચા, ચોર, ઠગારા વગેરે લોકોને દેશમાંથી કાઢી મૂકી પ્રજાને સુખ દીધું.

## સામતસિંહ.

રત્નાદીત્ય પછી એનો દીકરો સામતસિંહ ગાદીએ બેઠો. એણે ૯૩૫ થી ૯૪૨ સુધી ૭ વરસ રાજ્ય કર્યું. તે નબળો અને દુર્ગુણી હતો તે ચાવડા વંશનો છેલ્લો રાજા થયો. તેને એકે દીકરો નહોતો તેથી એના પછી એનું રાજ્ય સોલંકી વંશના રાજાના હાથમાં ગયું.

## ચાવડા વંશના સમાપ્તી અને સોલંકી વંશની સ્થાપના.

ચાવડા વંશના છેલ્લા રાજા સામતસિંહને એક લીલાદેવી કરીને બેન હતી. તેને કલ્યાણીના રાજા ભૂવડના વંશના રાજ નામે પુરૂષની વેરે પરણાવી હતી તેને મૂળરાજ નામે દીકરો થયો. એક વખતે સામતસિંહે દારૂના ઘેનમાં પોતાના ભાણેજ મૂળરાજને ગાદી આપી દીધી પણ શુદ્ધ આવી ત્યારે નાપાડી તેથી મૂળરાજે બંડ કરી તેનાં મામાને અને તેના વંશના બધાં માણસોને મારીને પોતે ગાદીએ બેઠો. એ રીતે ગુજરાત

નું રાજ્ય ચાવડા વંશના રાજાના હાથમાંથી છુટીને સોલંકી વંશના રાજાના હાથમાં ગયું.

મુળરાજ.

ચાવડા વંશના છેલા રાજા સામતસિંહ પછી એનો ભાણેજ મૂળરાજ ગાદીએ બેઠો. એણે ૯૪૨ થી ૯૯૭ સુધી ૫૫ વરસ રાજ્ય કર્યું. એ મૂળ નક્ષત્રમાં જન્મ્યો હતો તેથી મૂળ રાજ નામ પડયું. મૂળરાજ ગાદીએ બેઠો ત્યારે ઉત્તરેથી અજે મેરનો રાજા ચઢી આવ્યો અને દક્ષિણેથી તૈલંગણના રાજાએ પોતાના સેનાપતિ બાર્પને સ્વારી કરવા મોકલ્યો. મૂળરાજે જાણ્યું કે, હું બંનેને પહોંચી શકીશ નહીં તેથી તેણે અજમે રના રાજાને ધન આપીને પાછો વાળ્યો. અને બાર્પ સાથે લડાઇ કરી તેને હરાવીને નસાડયો. સોરઠનો રાજા ગ્રહરીપુ મૂળરાજની આણ માનતો નહોતો અને સોમનાથની જાત્રાએ જનારા માણસોને લુટી લેવા લાગ્યો. તેથી મૂળરાજ તેને સજા કરવાને ચઢયો સોરઠના રાજાની મદદે તેનો મિત્ર કચ્છનો રાજા લાખો આવ્યો હતો પણ મૂળરાજે તે બેઉને લડાઈમાં હરાવી મારી નખ્યા. અને સોરઠ ને કચ્છ બંને દેશ જીતી લીધા. લાટ દેશના રાજાએ મૂળરાજનું અપમાન કર્યું તેથી મૂળરાજના કુંવર ચામુંડે તેને જીત્યો મૂળરાજ બુદ્ધિવાન અને પરાક્રમી હતો પણ લોભીને દુષ્ટ હતો. એણે મોસાળીઆંની હત્યા કરી હતી તેથી તેણે બ્રાહ્મણોને બહુ દાન આપ્યાં, એણે કેટલાએક શિવનાં દેરાં બંધાવ્યાં અને સિદ્ધપુરમાં રૂદ્રમાળ નામે મોટું દેહેરૂં ચણાવવા માંડયું પણ તે એના વખતમાં પુરૂં થયું નહીં

એનો અમલ ઉત્તરમાં આબુથી દક્ષિણે નર્મદા સુધી ફેલાયો હતો.

## ચામુંડ.

મૂળરાજ પછી એનો દીકરો ચામુંડ ગાદીએ બેઠો. એણે ૯૯૭થી ૧૦૧૦ સુધી ૧૩ વરસ રાજ્ય કર્યું. તેને વલ્લભસેન, દુલ્લભસેન ને નાગરાજ એ ત્રણ દીકરા હતા. તે પોતાના પાટવી કુંવર વલ્લભસેનને ગાદીએ બેસાડી કાશીએ ગયો પણ થોડા મહિનામાં વલ્લભસેન ગુજરી જવાથી તે પાછો આવી દુલ્લભસેનને ગાદીએ બેસાડી પોતે સાધુ થઇ સુકલતિર્થમાં રહ્યો.

## વલ્લભસેન.

ચામુંડ પછી તેનો દીકરો વલ્લભસેન ગાદીએ બેઠો. એણે ૧૦૧૦થી ૧૦૧૦ સુધી ૬ મહિના રાજ્ય કર્યું. તેટલામાં તે શીતળાથી મરણ પામ્યો. તે દયાળુ અને સત્યવાદી હતો.

## દુલ્લભસેન.

વલ્લભસેન પછી એનો ભાઇ દુલ્લભસેન ગાદીએ બેઠો. એણે ૧૦૧૦થી ૧૦૨૨ સુધી ૧૨ વરસ રાજ્ય કર્યું એણે રાજ કારભાર ઠીક ચલાવ્યો તથા તળાવ અને દેહેરાં બંધાવ્યાં. તે મારવાડના મહેંદ્ર રાજાની બેન દુર્લભદેવી સાથે પરણ્યો હતો. અને દુલ્લભદેવીની નાની બેન સાથે તેનો ભાઇ નાગરાજ પરણ્યો હતો. તેમજ દુલ્લભસેનની બેન મહેંદ્ર રાજાની વેરે ઇચ્છાવર પરણી હતી.

## ભીમદેવ.

દુલ્લભસેન પછી એના ભાઇ નાગરાજનો દીકરો ભીમદેવ

ગાદીએ બેઠો. એણે ૧૦૨૨થી ૧૦૭૨સુધી ૫૦વરસ રાજ્ય કર્યું એના વખતમાં સને ૧૦૨૪માં ગીઝનીના રાજા મહમુદે ગુજરાત ઉપર સ્વારીકરી.તેમાં ભીમદેવ હાર્યો તેથી તે કચ્છમાં કંથકોટના કિલ્લામાં સંતાઇ ગયો. પછી મહમુદે સોમનાથનું દેહેરૂં લુટયું અને શિવલીંગના કટકા કર્યા. પછી તે ભીમદેવની પાછળ કંથકોટ ગયો પણ તે ત્યાંથી નાશી ગયો તેથી મહમુદ પોતાને દેશ પાછો ગયો. એટલે ભીમદેવે આવી પોતાનું રાજ્ય પાછું લીધું પછી ભીમદેવે સિંધ દેશ ઉપર સ્વારી કરી તેમાં તેણે જશ મેળવ્યો. આ વખતે માળવામાં ભોજ રાજા રાજ કરતો હતો તેને અને ભીમદેવને અણબનાવ હતો. તેથી ભીમદેવે કાશીના રાજા કરણ જોડે મળીને માળવાં ઉપર ચડાઈ કરી તેટલામાં ભોજ રાજા મરી ગયો તેથી કરણે ધારાનગરી નો ભંડાર લુટી લીધો. પણ તેમાંથી ભીમદેવને ભાગ આપ્યો નહીં. હિંદુસ્તાનના જે ભાગો મુસલમાનોએ જીતી લીધા હતા તે પાછા લેવા માટે, અજમેરના રાજા વિશળદેવ સાથે બીજા રજપૂત રાજાઓ ચઢયા હતા પણ તેમાં ભીમદેવ ગયો નહોતો તેથી તેને સજા કરવાને અજમેરનો રાજા વિશળદેવ આવ્યો. તેની સાથે ભીમદેવે લડાઈ કરી તેમાં તે હાર્યો તેથી તેના પ્રધાને વિશળદેવને ધન આપીને તથા જે ઠેકાણે લડાઈ થઇ હતી તે ઠેકાણે વિશળનગર નામે શેહેર વસાવવા દેવાનું કબૂલ કરીને પાછો વાળ્યો. ભીમદેવ ચોર પકડવામાં અને અપરાધીઓને સજા કરવામાં હુંશીઆર હતો. તે લડાઇમાં ચતુર અને શૂરો હતો. એના વખતમાં વિમળશા નામે એક મોટો સા-

હુકાર હતો તેણે આબુ ઉપર દેલવાડામાં અને આરાસુર ઉપર કુંભારીઆમાં મોટા અને સુંદર દેહેરાં બંધાવ્યાં. ભીમદેવને ત્રણ દીકરા હતા. તેનાં નામ ક્ષેમરાજ, કરણ અને મૂળરાજ. તે ઘરડો થયો ત્યારે તેણે ક્ષેમરાજને રાજ્ય આપવા માડયું પણ તેણે ના પાડી તેથી કરણને રાજ્ય મળ્યું.

## કરણ.

ભીમદેવ પછી એનો દીકરો કરણ ગાદીએ બેઠો. એણે ૧૦૭૨થી ૧૦૯૪ સુધી ૨૨ વરસ રાજ્ય કર્યું એણે ધંધુકા આસાવળ અને મેહવાસ વગેરેના કોળી રાજાઓને વશ કરી રાજ્યને મજબૂત કર્યું. પાટણની દક્ષિણે થોડા ગાઉ ઉપર મોઢેરા ગામ છે ત્યાં કરણસાગર નામે મોટું તળાવ બંધાવ્યું અને બીજે કેટલેક ઠેકાણે દેહેરાં ચણાવ્યાં અને કરણાવતી નામે નગરી વસાવી તે કયાં હતી તે નકી જણાયું નથી.

## સિધરાજજયસિંહ.

કરણ પછી એનો દીકરો સિધરાજજયસિંહ ગાદીએ બેઠો એણે ૧૦૯૪થી ૧૧૪૩ સુધી ૪૯ વરસ રાજ કર્યું એ ગાદીએ બેઠો ત્યારે નાની ઉમરનો હતો તેથી તે મોટો થયો ત્યાં સુધી તેની મા મીનળદેવીએ રાજકારભાર ચલાવ્યો. એ મીનળદેવીએ પોતાના વખતમાં વીરમગામમાં મુનસર અને ધોળકામાં મલાવ નામે તળાવ બંધાવ્યાં. સિધરાજ અને તેની મા ગુજરાતમાં ફરવા ગયાં હતાં તેવામાં માળવાના રાજા યશોવરમાને પાટણ ઉપર ચડાઇ કરી પણ

સિધરાજના પ્રધાને તેની સાથે લડાઈ ન કરતાં તેને ધન આપીને પાછો વાળ્યો. સિધરાજને એ ગમ્યું નહીં તેથી તેણે માળવાના રાજા ઉપર ચઢાઇ કરી અને તેની સાથે બાર વરસ લડયો. આખરે ધારા નગરી લીધી અને યશોવરમાનને પકડી કેદ કરી પાટણમાં લાવ્યો અને સુધરેલી રીત પ્રમાણે બંધીવાન રાજાને માન આપી પોતાની લાયકી જણાવી. રાણકદેવી નામે કોઇ રાજાની કુંવરી એક કુંભારને ઘેર ઉછરી હતી તેનું સગપણ સિધરાજની વેરે કર્યું હતું. પણ તેને જુનાગઢનો રાજા રાખેંગાર જોર જુલમથી લઈ જઈ પરણ્યો તેથી સિધરાજે તેની ઉપર ચડાઈ કરી તેમાં તેને હરાવીને મારી નાંખ્યો અને રાણકદેવીના બે દીકરાને પણ મારી નાંખ્યા તેથી રાણકદેવી વઢવાણ પાસે સતી થઇને બળી મુઈ. સિધરાજે સહસ્રલીંગ નામે તળાવ બંધાવ્યું અને રૂદ્રમાળનું દેહેરૂં પુરૂં કરાવ્યું. તેણે પોતાના રાજ્યમાં ઠેકાણે ઠેકાણે કુવા, વાવ,તળાવ, દેહેરાં વગેરે બંધાવી લોકોને સુખી કર્યા. તે ચક્રવર્તી મહારાજા થયો કચ્છનો રાજા અને ઉતરે અચળેશ્વર અને ચંદ્રાવતીના રાજા તેને તાબે હતા; અને આબુની પેલીમેર તેની સત્તા ફેલાણી હતી; પૂર્વે માળવામાં તેની આણ ફરતી હતી; અને દક્ષિણમાં કોલાપુરનું રાજ્ય તેની ધાસ્તીમાં હતું.

## કુમારપાળ.

સિધરાજજયસિંહને દીકરો નહોતો તેથી એનું રાજ્ય તેના ઓરમાન કાકા ક્ષેમરાજના વંશમાં ગયું ક્ષેમરાજનો દીકરો

દેવપ્રસાદ અને દેવપ્રસાદનો દીકરો ત્રીભોવનપાળ. ત્રીભોવન-પાળને ત્રણ કુંવર અને બે કુંવરીઓ હતી. કુંવરનાં નામ મહિ-પાળ, કીર્ત્તિપાળ ને કુમારપાળ. અને કુંવરીઓ પ્રેમળદેવી અને દેવળદેવી. તેમાંથી પ્રેમળદેવીને સિધરાજના સેનાપતિ કહાનદેવને પરણાવી હતી. અને દેવળદેવીને કાસ્મીરના રાજા વેરે પરણાવી હતી. કુમારપાળને રાજ્ય આપવાની સિધરાજની મરજી નહોતી તેથી તેણે કુમારપાળને પકડવા માટે, માણસો મોકલ્યાં. પણ તે માળવામાં પોતાના મિત્ર ઉદાયન મંત્રી પાસે જતો રહ્યો. સિધરાજ મરી ગયાના ખબર તેને માળવામાં પડ્યા એટલે તે એકદમ પાટણ આવ્યો અને તેના બનેવી કહાનદેવની મદદથી તે ગાદીએ બેઠો. તે વખતે તેની ઉમર ૫૦ વરસની હતી એણે ૧૧૪૩ થી ૧૧૭૪ સુધી ૩૧ વરસ રાજ્ય કર્યું. તેને હેમાચાર્યજી જતીએ ઘણી મદદ કરી હતી તેથી તેણે તેને વચન આપ્યું હતું કે રાજ્ય મળે તો શ્રાવક થવું તે વચન તેણે પાળ્યું અને જૈન ધર્મ પાળવા લાગ્યો. તેના ઉપર નાગોરના આન રાજાએ ચડાઇ કરી પણ કુમારપાળે તેને હરાવીને જખમી કર્યો તેથી આન રાજાએ પોતાની કુંવરી ઝળનાને કુમારપાળને પરણાવી અને ઘણું ધન આપ્યું. પછી માળવાના રાજાએ ગુજરાત ઉપર ચડાઈ કરી તેને પણ કુમારપાળે હરાવ્યો ત્યારપછી કુમારપાળે પોતાના સેનાપતિ આમ્રભટને કોકણના રાજા મલીકા અર્જુન ઉપર ચડાઈ કરવા મોકલ્યો; પેહેલી વાર તો તે હારીને પાછો આવ્યો. પણ બીજી વખત તે રાજાને મારીને રાજધાની લુટી ઘણું ધન લાવ્યો.

કુમારપાળે કેટલાંક શિવનાં અને પારસનાથનાં દેહેરાં બંધાવ્યાં અને સોમનાથનું મોટું દેહેરૂં સમરાવ્યું.

### અજેપાળ.

કુમારપાળ પછી એના ભાઈ મહિપાળનો દીકરો અજેપાળ ગાદીએ બેઠો. એણે ૧૧૭૪ થી ૧૧૭૭ સુધી ૩ વરસ રાજ્ય કર્યું. તે શિવ ધર્મ પાળતો હતો તેથી તેણે કુમારપાળનાં બંધાવેલાં જૈન ધર્મનાં દેહેરાં તોડી નાંખ્યાં અને કેટલાએક જૈન મંત્રીઓને પણ મારી નાંખ્યાં. એને રાજ્ય કરતાં ત્રણ વરસ થયા એટલામાં મેહેલના કોઈ પોલીઆએ તેની છાતીમાં કટાર મારીને મારી નાંખ્યો.

### મૂળરાજ બીજો (બાળમૂળરાજ.)

અજેપાળ પછી એનો દીકરો બીજો મૂળરાજ ગાદીએ બેઠો. એણે ૧૧૭૭ થી ૧૧૭૯ સુધી ૨ વરસ રાજ્ય કર્યું. તે નાનો હતો તેથી તેની મા નાયકીદેવીએ રાજકારભાર ચલાવ્યો એના વખતમાં સને ૧૧૭૮માં અફગાનીસ્તાનના રાજા શાહાબુદીન મહમુદ ગોરીએ ગુજરાત ઉપર ચડાઈ કરી પણ તેને બાળમૂળરાજના બહાદુર કાકા ભીમદેવે હરાવીને પાછો કાઢ્યો.

### ભીમદેવ બીજો (ભોળોભીમ.)

બાળમૂળરાજ પછી એનો કાકો ભીમદેવ બીજો ગાદી ઉપર બેઠો. એણે ૧૧૭૯ થી ૧૨૪૨ સુધી ૬૩ વરસ રાજ્ય કર્યું. તે ભોળોભીમ કહેવાયછે કારણ કે, તે ચડાઉ અને અવિચારી હતો. આ વખતે અજમેરમાં ચોહાણ વંશનો સોમે-

શ્વર નામે રાજા રાજ્ય કરતો હતો. અને તેનો કુંવર પૃથુરાજ તેની માના બાપની ગાદીએ દિલ્હીમાં રાજ્ય કરતો હતો. આબુના રાજા જેતસી પરમારને એક કુંવરી હતી, તેનું સગપણ પૃથુરાજની વેરે કર્યું હતું, તે છતાં તે કન્યા ભોળાભીમદેવે આબુના રાજા પાસે માગી, પણ તેણે નાપાડી અને કુંવરીને અજમેર મોકલી દીધી, તેથી ભીમદેવે આબુના રાજા ઉપર ચડાઇ કરીને તેને હરાવ્યો; અને તેની પછવાડે અજમેર ગયો, ત્યાં સોમેશ્વર સાથે લડાઇ થઇ, તેમાં સોમેશ્વર મરાણો તેથી પૃથુરાજે પોતાના બાપને મારયાનું વેર લેવાને એક મોટા લશ્કર સાથે ગુજરાત ઉપર ચડાઇ કરીને ભીમદેવને હરાવ્યો. પછી મુસલમાન સરદાર કુતુબુદ્દીને ગુજરાત ઉપર ચડાઈ કરી તેમાં ભીમદેવને હરાવીને રાજ્ય લઈ લીધું પણ ભીમદેવે ગુજરાતનો કબજો ફરીવાર લીધો પણ તે સુખે રાજ્ય કરી શકયો નહીં.

### ત્રીભોવનપાળ.

ભીમદેવ પછી ત્રીભોવનપળ ગાદીએ બેઠો એણે ૧૨૪૨ થી ૧૨૪૪ સુધી ૨ વરસ રાજ્ય કર્યું. એ સોલંકી વંશનો છેલો રાજા થયો એ નબળો રાજા હતો તેથી ધોળકાના રાણા વિશળદેવે તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી રાજ્ય લઈ લીધું.

### વિશળદેવ.

અરણોરાજ વાઘેલા કરીને ભોળાભીમનો સેનાપતિ હતો તેણે રાજ્યનો બચાવ કરવામાં ભીમદેવને ઘણી મદદ કરી હતી. તેથી અરણોરાજના દીકરા લવણપ્રસાદને ભીમદેવે

પોતાનો પ્રધાન ઠેરાવ્યો. પણ પાછળથી ભીમદેવને અને લવણપ્રસાદને અણુબનાવ થયો, તેથી લવણપ્રસાદે ભીમદેવની સામે બંડ ઉઠાવ્યું. અને સાબરમતી અને નર્મદાની વચ્ચેનો મુલક તથા ધોળકા અને ધંધુકા પરગણું જીતી લઈ ધોળકામાં પોતાની ગાદી ઠરાવી ગાદીએ બેઠો. તેને વિર્ધવલ નામે દીકરો થયો તે પણ ઘણો પરાક્રમી હતો, અને તેણે ખંભાત ગોધરા વગેરે જીતી લઇ રાજ્યમાં વધારો કર્યો. તેને વસ્તુપાળ અને તેજપાળ નામે બે શ્રાવક વાણીઆ કારભારી હતા. તેઓ રાજ કારભારમાં ચતુર અને વળી લડવૈયા હતા. રાણા વીર્ધવલને વિરમદેવ અને વિશળદેવ નામે બે કુંવર હતા. મોટા કુંવર વિરમદેવને તેના બાપની સાથે અને તેના કારભારી જોડે બનતું નહોતું તેથી તેને વિરમગામમાં રાખ્યો હતો જ્યારે વિર્ધવલ મરી ગયો ત્યારે તે ગાદી લેવાને આવ્યો પણ વસ્તુપાળે વિશળદેવને ગાદીએ બેસાડી વિરમદેવને હરાવીને મારી નંખાવ્યો. પછી વિશળદેવે વાણીઆ કારભારીને રજા આપી અને નાગડ નામે બ્રાહ્મણને પોતાનો પ્રધાન ઠરાવ્યો. પછી સને ૧૨૪૪ માં અણહીલપુર ઉપર ચડાઈ કરી અને ત્યાંના નબળા રાજા ત્રીભોવનપાળને કાઢી મૂકી પોતે આખી ગુજરાતનો ધણી થયો. પાટણની ગાદીએ એ વાઘેલા વંશનો પેહેલો રાજા થયો; એણે સને ૧૨૪૪ થી ૧૨૬૨ સુધી ૧૮ વરસ રાજ્ય કર્યું. કર્ણાટકના રાજાએ પોતાની કુંવરીનો સ્વયંવર કર્યો, તેમાં તે કુંવરીએ મહારાજા વિશળદેવને વરમાળા પેહેરાવી.

## અરજુનદેવ.

વિશળદેવ પછી અરજુનદેવ ગાદીએ બેઠો એણે ૧૨૬૨થી ૧૨૭૫ સુધી ૧૩ વરસ રાજ્ય કર્યું.

## સારંગદેવ.

અરજુનદેવ પછી સારંગદેવ ગાદીએ બેઠો એણે ૧૨૭૫થી ૧૨૭૯ સુધી ૪ વરસ રાજ્ય કર્યું.

## કરણઘેલો.

સારંગદેવ પછી કરણઘેલો ગાદીએ બેઠો એણે ૧૨૭૯થી ૧૩૦૪ સુધી ૨૫ વરસ રાજ્ય કર્યું. આ રાજા રજપૂત વંશમાં તથા વાઘેલા વંશમાં છેલો રાજા થયો, એને માધવ અને કેશવ નામે બે પ્રધાન હતા. માધવની સ્ત્રી રૂપસુંદરી પદમણી અને ઘણી રૂપાળી હતી તેથી તે લેવાની કરણની મરજી થઈ, તેથી માધવને લશ્કર આપી દેશ જીતવા મોકલ્યો. ને પાછળથી કેશવને મારી રૂપસુંદરીને લઈ લીધી. એ ખબર માધવને પડી તેથી તે દિલ્હીના રાજા અલાઉદ્દીન પાસે ગયો અને સને ૧૩૦૪માં અલાઉદ્દીનના ભાઈ અલીફખાન તથા વજીર નસરતખાનને મોટી ફોજ સાથે ગુજરાત ઉપર તેડી લાવ્યો તેથી. કરણ દક્ષિણમાં બાગલાણમાં નાશી ગયો, અને ગુજરાત મુસલમાનોને હાથ ગયું. આ વખતે મુસલમાંનોએ ઘણાં ગામ અને શેહેરો લુટ્યાં, અને બાળ્યાં, તથા રૂદ્રમાલ વગેરે કેટલાંક દેહેરાં તોડ્યાં. અને રાજા કરણની રાણીઓને પકડી દિલ્હી મોકલી દીધી: તેમાં કમળાદેવી અલાઉદ્દીનની

માનીતી બેગમ થઈ. એ રીતે ગુજરાતનું રાજ મુસલમાનોને હાથ ગયું. ૬૮ પ્રશ્નોત્તરનું બ્યાન.

## ૧ ચાવડાવંશ.

૧ પ્ર—વળા ગામ કયાંછે. અને અસલ વલભીપુર નગર કયાં હતું?

ઊ—કાઠીઆવાડ વિભાગમાં ભાવનગર પાસે ગોહલવાડમાં ચમારડીના પહાડો છે તેના થડમાં વળા ગામ છે અને તેજ ઠેકાણે પુર્વે તરફ અસલ વલભીપુર નગર હતું.

૨ પ્ર—વલભીપુરમાં કયો રાજા રાજ કરતો હતો. અને પછી એ નગરનો કોણે નાશ કર્યો?

ઊ—એમાં શીલાદીત નામે રાજા રાજ કરતો હતો. શીલાદીત લડાઇમાં મરાયો ત્યારે મલેચ્છ રાજાએ એ નગરનો નાશ કર્યો.

૩ પ્ર—વલભીપુરના નાશ વિશે અસંભવીત વાતો શું ચાલેછે?

ઊ—વલભીપુરના નાશ વિશે એવી ગપ ચાલે છે કે એ શેહેરની પાસે ઇસાવળાના ડુંગર આગળ એક સાધુ પોતાના ચેલા સાથે ઉતર્યો હતો તે ત્યાં ભીખ માગવા ગયો પણ કોઇએ તેને ભીખ આપી નહી, તેથી તેણે બદનો લઇને ઉંધો વાળતાં કહ્યું કે આ શહેર ઊંધું વળજો અને ધુળ મળજો, તે કહેતાં વલભીપુર દટાઇ ગયું

૪ પ્ર—વલભીપુરના નાશ વીશે માનવા જોગ વાતો શું છે?

ઊ—માનવાજોગ વાતો એવી છે કે એ શહેરમાં મારવાડના પાલી શહેરથી કોઈ કાકુર વેપારી આવીને વસ્યો હતો.

તેની છોકરી પાસે જડાવ સોનાની એક કાંસકી હતી તે એક દીવસે એ શીલાદીત રાજાની છોકરીએ જોઈ તેથી તે કાંસકી જોર જુલમથી શીલાદીતે તેની પાસેથી લઇ લીધી તેથી કાકુર મલેચ રાજા પાસે ગયો ને તેને એક લાખ સોનૈયા આપવા કબુલ કરીને શીલાદીત ઉપર ચડાઇ કરાવી, તેમાં શીલાદીત માર્યો ગયો, અને વલ્લભીપુરનો નાશ થયો.

૫ પ્ર--વલ્લભીપૂરનો નાશ થયા પછી ગુજરાતમાં કયા રાજાઓ આવ્યા ને તેઓએ કયા નગરમાં રાજધાની કરી?

ઉ--એના નાશ પછી ચાવડા જાતના રજપૂત રાજા આવીને વસ્યા તેઓએ પંચાસર નગરમાં પોતાની રાજધાની કરી.

૬ પ્ર--ચાવડા વંશનો પહેલો રાજા કયો, અને તે પંચાસર નગરની ગાદીએ કયારે બેઠો?

ઉ--પહેલો રાજા જયશીખરી તે સન ૬૯૬ માં ગાદીએ બેઠો.

૭ પ્ર--જયશીખરી સાથે પહેલાં કયા રાજાએ લડાઇ કરી અને તેમાં તેનું શું થયું?

ઉ--જયશીખરીની સામાં પહેલો કલ્યાણીનો ભુવડ રાજા થયો તેને લડાઈ કરી તે લડાઈ બાવન દીવસ સુધી ચાલી, તેમાં આખરે જયશીખરી હાર્યો ને ભુવડ જીત્યો.

૮ પ્ર--ભુવડ રાજાનું જયશીખરી સાથે લડાઇ કરવાનું મન શાથી ઉશ્કેરાયું?

ઉ—કોઈ શંકર નામે કવિ હતો તે એક વખત કલ્યાણી ગયો અને કલ્યાણીના ભુવડ રાજાના દરબારમાં કેટલા એક કવિતો કહી સંભળાવ્યાં. ને ગુજરાત દેશનાં ઘણાં ઘણાં વખાણ કર્યાં કે ગુજરાત દેશ ઘણો ફળદ્રુપ છે ને એમાં ઉપજ નીપજ સારી છે અને રૂપસુંદરી પુટડી તથા જયશીખરના વખાણ કર્યાં તેથી ભુવડરાજાનું મન ગુજરાત ઉપર ચડાઈ કરવાને ઉશ્કેરાયુ તેમાં પહેલીજયશીખરી સાથે લડાઇ કરીને તેનું રાજ જીતીલીધું.

૯ પ્ર—કલ્યાણી તથા પંચાસર નગર ક્યાં છે?

ઉ—કલ્યાણી દક્ષિણ હિંદુસ્તાનમાં છે, પંચાસર ઝીંઝુવાડાની પાસે કચ્છના રણ આગળ છે.

૧૦ પ્ર—જયશીખરીના શાળા તથા બાયડીનું નામ શું ને તેના શા હાલ થયા?

ઉ—જયશીખરીનો શાળો સુરપાળ, અને તેની બાયડીનું નામ રૂપસુંદરી, ભુવડ રાજાની સાથે લડતી વખત રૂપસુંદરી દહાડા વાળી હતી તેથી જયશીખરીએ પોતાના સાળાને કહ્યું કે તું તારી બેહેનને કોઈ સારી જગોએ મુકી આવ, કે એને છોકરો થાય તે મારૂં વેર વાળે. તે પ્રમાણે સુરપાળ રૂપ સુંદરીને મુકી આવ્યો ને પાછો આવીને જોયું તો પોતાનો બનેવી જયશીખરી મરાયો દીઠો તેથી તે પોતાની બેનને મોં દેખાડતાં લજવાયો માટે ગીરનારના પહાડમાં ભરાઇને તે સારા અવસરની રાહ જોતો હતો.

૧૧ પ્ર—રૂપસુંદરીની બરદાશ વનમાં કોણે કરી અને તેને શું અવતર્યું.

ઉ—વનમાં ફરતાં એક ભીલડી મળી તેણે રૂપસુંદરીની બરદાશ કરી પછી રૂપસુંદરીને છોકરો અવતર્યો.

૧૨ પ્ર—એ છોકરાનું નામ શું, અને તે કોણે પાડયું?

ઉ—એનુ નામ વનરાજ તે નામ કોઇ જૈનધર્મી વાળા શીલગુનસુરી સાધુએ પાડ્યું.

૧૩ પ્ર—વનરાજ એટલે શું, અને તે નામ શાથી પડયું?

ઉ—વનરાજ એટલે વનનો રાજા, કેમકે તે વનમાં જન્મ્યો હતો.

૧૪ પ્ર—વનરાજે કયું શેહેર વસાવ્યું, અને તે કયા વરસમાં?

ઉ—અણુહીલવાડ જેને હમણાં પાટણ કહેછે. તે સને ૭૪૬ માં

૧૫ પ્ર—પાટણનુ નામ અણુહિલવાડ પાડવાનું વનરાજને શું કારણ હતું?

ઉ—અણુહિલ કરીને કોઇ ભરવાડ હતો, તેણે વનરાજને જવાઆવવાના રસ્તા બતાવ્યા. તે ઉપરથી વનરાજે પોતાની રાજધાનીનું નામ અણુહિલવાડ પાડયું.

૧૬ પ્ર—વનરાજ કોની ગાદીએ બેઠો, ને કયા વરસમાં?

ઉ-પોતાના બાપ જયશીખરીની, સને ૭૪૬ માં.

૧૭ પ્ર—વનરાજ ગાદીએ બેઠો ત્યારે તીલક કોની પાસે કરાવ્યું અને તેની પાસે કરાવવાનુ કારણ શું હતુ?

ઉ—શ્રીદેવી નામે કોઇ વેપારીની સ્ત્રી હતી, તેણે એકવાર વનરાજને જમાડયો હતો, તેથી તેની પાસે તીલક કરાવ્યું.

૧૮ પ્ર—વનરાજે પ્રધાન કોને બનાવ્યો અને તે પ્રધાને કયું શેહેર વસાવ્યુ?

ઉ—ચાંપા' નામે એક વેપારી હતો, તેને પ્રધાન બનાવ્યો હતો, એ ચાંપાએ રેવાકાંઠામાં ચાંપાનેર કરીને શેહેર છે તે વસાવ્યું.

૧૯ પ્ર—વનરાજ કેવો રાજા હતો; તે કેટલાવરસ રાજ કરીને કયારે મરણ પામો?

ઉ—વનરાજ એ મહા જોરાવર અને બહાદુર હતો, તે ૬૦ વરસ રાજ કરીને સન ૮૦૬ માં મરી ગયો.

૨૦ પ્ર—વનરાજ મૂઆ પછી એક પછી એક કયા રાજાઓ થયા?

ઉ—વનરાજ પછી યોગ્યરાજ; યોગ્યરાજ પછી ક્ષેમરાજ ક્ષેમરાજ પછી ભૂવડ અથવા પીથુ. પીથુ પછી વીજય સિંગ, વિજયસિંગ પછી રત્નાદીત અને છેલ્લો રત્ના દીતનો છોકરો સામતસંગજી થયો.

૨૧ પ્ર—એ બધા રાજાઓમાં યોગ્યરાજ કેવા રાજા થઈ ગયો અને એના વખતમાં કોઈ વેપારીના વાહાણો કોણે લુટયાં હતાં?

ઉ—યોગ્યરાજ, મોટો બહાદુર ને ઘણું ભણેલો હતો તેમજ તીર મારવાનું કામ સારૂ જાણતો હતો. એના વખતમાં એના દીકરા ક્ષેમરાજે પાટણ સોમનાથને બંદરે કોઈ વેપારીનાં વહાણો લુટયાં, તેથી યોગરાજે તેને ઘણો ઠપકો દીધો, ને કહયું કે તેં મારી આજદીન સુધીની મેળવેલી આબરૂ ધુળ કરી નાંખી

૨૨ પ્ર—ખેમરાજ કેવી રીતનો માણુસ હતો?

ઉ—ખેમરાજ બીજાશી સ્વભાવનો હતો, અને તેનાં સગાં સાથે તેને સંપ નહોતો.

૨૩ પ્ર—ચાવડાવંશના છેલ્લા રાજા સામતસંગજીને પેટે શું છોકરૂં હતું, અને તેની ગાદીએ કોણ બેઠું?

ઉ—એનેકંઇજ છોકરૂં હતું નહી, તેથી સોલંકી વંશમાંનો એની બેનનો છોકરો મુળરાજ એની ગાદી ઉપર બેઠો.

૨૪ પ્ર—મુળરાજને સામતસંગજીએ ખુશીથી ગાદી ઉપર બેસાડયો કે તે પોતે જોર જુલમથી બેઠો?

ઉ—કેટલાએક એમ કહેછે કે સામતસંગજીએ દારૂની ઘેનમાં મુળરાજને ગાદી ઉપર બેસાડયો, પણ શુદ્ધિ આવી ત્યારે ના કહી. ત્યારે મુળરાજ ફોજ જમાવી હુમલો કરી ગાદીપર ચહડી બેઠો.

૨૫ પ્ર—સામતસંગજી એ કેવો માણુસ હતો, ને તે કયારે મરી ગયો?

ઉ—એ સાચો માણુસ નહીં હતો હમણાં બોલે કંઇ તો ફરીને બોલે કંઇ, ગુણ અવગુણની તેને જાણ ન હોતી. તે સને ૯૪૨ માં મરણ પામ્યો.

૨૬ પ્ર—ચાવડા વંશ કેટલા વરસ સુધી ચાલ્યો?

ઉ—સન ૬૯૬ થી તે સન ૯૪૨ સુધી; એટલે ૨૪૬ વરસ.

## ૨ સોલંકી વંશ.

૨૭ પ્ર—સોલંકી વંશનો પેહેલો રાજા કયો. અને તે કોનો છોકરો?

ઉ—મુળરાજ, એ કલ્યાણીના ભુવડ રાજાની ચોથ પેહે-

ડીએ ભુવડનાદીત્ય રાજા થયો, તેને ત્રણ છોકરા હતા (રાજ, બીજ; દંડક) તેમાં રાજનો એ છોકરો થાય.

૧૮ પ્ર—રાજ એ કેવો માણુસ હતો, અને તે કોની સાથે પરણ્યો હતો?

ઉ—એ શુરો ને કીર્ત્તિવંત હતો, તે સામતસંગજીની બેન લીલાદેવી સાથે પરણ્યો હતો.

૨૯ પ્ર—મૂળરાજ ક્યારે ગાદીએ બેઠો, ને એનુ નામ મુળરાજ શાથી પડ્યું?

ઉ—સન ૯૪૨ માં પોતાનો મામો સામતસંગજી મરી ગયો, ત્યારે તેની ગાદીએ તે બેઠો. એ મુળનક્ષત્રમાં જનમ્યો તેથી એનું નામ "મુળરાજ" પડ્યુ.

૩૦ પ્ર—મુળરાજ ગાદીએ બેઠો ત્યારે કોણુ કોણુ ચહડી આવ્યા, અને પછી તેનું શું થયું?

ઉ—મુળરાજપર પેહેલી ચડાઈ અજમેરના રાજાએ કરી, અને તેની સાથે તૈલંગણુના રાજાએ ફોજ આપી પોતાના સરદાર બાર્પને મોકલ્યો. તેમાં અજમેરના રા, જાને તો કાંઈક આપીને મૂળરાજે પાછો કાહાડયો, અને તૈલંગણુના સરદાર બાર્પ ઉપર હુમલો કરયો, તેમાં તે શરદાર મરાયો, અને તેનુ લશ્કર નાશી ગયું.

૩૧ પ્ર—ત્યારપછી મુળરાજે ક્યાં ચહડાઈ કરી, અને પોતાની આણુ મનાવી કોને મારયો?

ઉ—પછી મુળરાજે સોરઠ ઊપર ચહડાઇ કરી, અને ત્યાંના રાજાને પોતાની આણ મનાવી કચ્છના રાવ લાખાને મારયો.

૩૨ પ્ર—મુળરાજે કેટલા વરસ રાજકીધું, ને તેની પાછળ ગાદીએ કોણ બેઠું?

ઉ—૫૫ વરસ, તેના પછી તેનો છોકરો ચામુડ ગાદીએ બેઠો.

૩૩. પ્ર—ચામુડ કયારે ગાદીએ બેઠો ને કેટલાં વરસ રાજ કીધું, ને તેણે કયા મુલક જીત્યા હતા?

ઉ—એ સન ૯૯૭ માં ગાદીએ બેઠો. ને ૧૪ વરશ રાજ કીધું એણે નર્મદાની પેલી તરફના મૂલક જીત્યા હતા.

૩૪ પ્ર—ચામુડને કેટલા છોકરા હતા, તેમાં રાજ કોને સોંપ્યું, અને તેને સોંપવાનું કારણ શું?

ઉ—વલ્લભસેન, દુલભસેન, ને નાગરાજ એવા ત્રણ છોકરા હતા; તેમાં એવું કહેછે કે ચામુડે કામને વશ થઈ પોતાની બેન ચાંચણદેવી સાથે સંભોગ કરયો, તેથી પસ્તાઈને વલભસેનને રાજ સોંપી કાશી ગયો.

૩૫ પ્ર—વલભસેનનું રાજ કોને મળ્યું?

ઉ—વલભસેન શીતળાના રોગથી મરણ પામ્યો તેથી દુલભસેનને ગાદી મળી.

૩૬ પ્ર—દુલભસેને કેવી રીતે, અને કેટલાં વરશ રાજ કીધું, અને તેમાં તેણે શું શું કામો કીધાં?

ઉ—એણે બહુ નીતિથી રાજ ચલાવી દેશની આબાદાની

કરી, દેહેરાં બંધાવ્યાં, ને બીજાં ધર્મનાં કામો કીધાં એણે ૧૨ વરશ રાજ કર્યું.

૩૭. પ્ર—દુલભસેન કોની સાથે પરણ્યો હતો, અને તેનું ઘરડપણ થયું ત્યારે તેને પોતાનું રાજ કોને સોંપી દીધું?

ઉ—મારવાડના મહેંદ્ર રાજાની બેહેન દુલ્લભદેવી સાથે તે પરણ્યો હતો. એનું ઘરડપણ થયા પછી એણે પોતાના ભાઇ નાગરાજના છોકરા ભીમદેવને પોતાનુ રાજ સોંપી દીધું.

૩૮ પ્ર—ભીમ ગાદીએ બેઠો ત્યારે કયો મુશલમાન બાદશાહ તેના ઉપર ચડી આવ્યો અને તેમાં શું પરિણામ થયું?

ઉ—ત્યારે ગીઝનીનો બાદશાહ મહંમદ ચડી આવ્યો તેની સામો ભીમ થયો પણ હાર્યો ને કંથકોટમાં ભરાયો મહંમદે સોમનાથનું દેરૂ લૂટ્યું ને શીવલીંગના કડકા કરી કંપકોટને દોર્યો તેમાંથી ભીમ ભાગી આવી પાછો ગાદીએ બેઠો.

૩૯ પ્ર—ભીમદેવ કેવો માણસ હતો, તે ક્યારે ગાદીએ બેઠો, ને પેહેલાં કયા રાજાને તે જીત્યો?

ઉ—એ રાજા બાણાવળીને મહાબળીઓ હતો, તે સન ૧૦૨૨ માં ગાદીએ બેઠો. એ રાજાએ પેહેલાં સિંધના તથા ચંદેરીના રાજાને જીતી પોતાની આણ મનાવી.

૪૦ પ્ર—ભીમદેવે સિંધપર ચહડાઇ કરી ત્યારે પાટણ કોણ લુટી ગયું?

ઉ—ભીમદેવે જ્યારે સિંધપર ચહડાઈ કરી ત્યારે ભોજ-રાજાએ પોતાના સેનાપતી કુળચંદ્રને ગુજરાત જીતવા મોકલ્યો હતો, પણ તે પાટણ લુટી પાછો આવ્યો.

૪૧ પ્ર—ભીમદેવને કેટલા છોકરા હતા, તેમાં ગાદી ઉપર કોને બેસાડયો ને કયા વરસમાં?

ઉ—કરણ, મુળરાજ, ને ખેમરાજ એવા ત્રણ છોકરા હતા તેમાં ઉધામતી રાણીના છોકરા કરણને ૧૦૭૨ માં ગાદીએ બેસાડયો.

૪૨ પ્ર—કરણ રાજાએ કયા લોકોને વશ કરયા, અને તે કોની સાથે પરણ્યો હતો?

ઉ—ધંધુકા, આશાવા મેવાશી લોકોને રાજા કરણે વશ કરયા, તે દક્ષિણમાં ચંદ્રપુરનો રાજા રાજકેશી હતો તેની છોરી મીનળદેવી સાથે પરણ્યો હતો.

૪૩ પ્ર—કરણ રાજા કયારે અને કેટલાં વરસ રાજ કરીને મરણ પામ્યો, અને તેના પછી ગાદીએ કોણ બેઠું?

ઉ—૨૨ વરશ રાજ્ય કરીને સન ૧૦૯૪ માં મરણ પામ્યો એના પછી એનો છોકરો સીદ્ધરાજ જયસીંહ ગાદીએ બેઠો.

૪૪ પ્ર—સિદ્ધરાજ નાનો હતો, તેથી તેનુ રાજ થોડા વરસ કોણે ચલાવ્યું તેને મોટાં નામદારીનાં કામ શું કીધાં?

ઉ—એ મોટો થયો ત્યાં સુધી એની મા મીનળદેવીએ ૧૦ વરસ એના નામથી રાજ ચલાવ્યું, એ મીનળદેવીએ વીરમગામ કસ્બામાં એક મુનસર નામનું, અને ધો-

ળકા કસ્બામાં મલાવ નામનું એવાં બે તળાવો બંધાવ્યાં.

૪૫ પ્ર—સિદ્ધરાજ અને જ્યારે તેની મા નર્મદા તરફ ગયાં ત્યારે તેનુ રાજ કોણ ચલાવતું હતું, અને તે વખતે પાટણ ઉપર કોણે ચહડાઈ કરી હતી, અને તેનું શું થયું?

ઉ—એ વખતે તેનો પ્રધાન રાજ ચલાવતો હતો. તેવામાં માળવાના રાજા યસોવરમાએ પાટણ ઉપર ચહડાઈ કરી; તે વારે સિદ્ધરાજના પ્રધાને તેને કંઈક ધન આપી પાછો મોકલ્યો. પણ તે વાત સિદ્ધરાજને ગમી નહી, તેથી તેને માળવા ઉપર ચહડાઇ કરી ૧૨ વરસ સુ-ધી લડાઇ કરતાં અતે તે શેહેર જીતી લીધું ને રાજા યસોવરમાનને કેદ કીધો.

૪૬ પ્ર—સિધરાજનો વીવાહ કોની સાથે થયો હતો, અને તે કુંવરી કોણ હરી લઇ ગયું હતું?

ઉ—એનો વીવાહ રાણકદેવી સાથે થયો હતો એને સોર-ઠનો રાજા રાખેંગાર હરી લઇ જઇને પરણ્યો તેથી સિદ્ધરાજ ફોજ લઈને જુનાગઢ ગયોને તે રાજાને મારી નાંખી તે દેશ પોતાને હાથ કરી લીધો.

૪૭ પ્ર—પછે તે રાણી રાણીકદેવી સિદ્ધરાજને હાથ આવી કે નહી?

ઉ—હાથ આવી તો ખરી, પણ તે સતી થઈને વઢવાણ

માં સિધરાજની નજર આગળ બળી મુઇ.

૪૮ પ્ર—સિદ્ધરાજે કેટલાં વરસ રાજ કીધું, ને પછી એ રાજ કોના હાથમાં ગયું?

ઉ—એની માએ રાજ ચલાવ્યું તે સાથે સન ૧૦૯૪ થી તે સન ૧૧૪૩ સુધી ૪૯ વરસ એણે રાજ કીધું. સિધરાજને છોકરો હતો નહી તેથી એના પિત્રાઈ કાકા ખેમરાજના વંશમાં ગુજરાતનું રાજ ગયું.

૪૯ પ્ર—ખેમરાજને કેટલા છોકરા હતા, અને તેમાં સિધરાજની ગાદી કોને મળી.

ઉ—ખેમરાજને દેવપ્રસાદ કરીને એક છોકરો હતો, દેવપ્રસાદને ત્રીભોવનપાળ છોકરો હતો. ત્રીભોવનપાળને (મહીપાળ, કીરતીપાળ ને કુમારપાળ) એવા ત્રણ છોકરા હતા, તેમાં કુમારપાળને સિદ્ધરાજની ગાદી મળી.

૫૦ પ્ર—એ કુમારપાળને સિદ્ધરાજની ગાદી શી રીતે મળી?

ઉ—કોઇ સામુદ્રકીએ સિદ્ધરાજને કહ્યું કે તારી ગાદીએ કુમારપાળ બેસશે, તેથી તેના ઉપર ખાર લાવી તેને મારી નાંખવાને પોતાના માણસો તેની પાછળ ફેરવતો, તે જાણી જોગીનો વેશ લઇ કુમારપાળ નાશી ગયો, તેમાં એક્વાર કુંભારે ને એકવાર ખેડુતે તેને બચાવ્યો, ત્યાંથી નાશીને પોતાના મિત્ર ઉદાયન પા-

સે તે ગયો ત્યાં હીમાચાર્ય હવા તેમણે કુમારપાળને કહ્યું કે તમે રાજ પામશો. તેથી ઉદાયન પાસેથી થોડું નાણું લઈને તે માળવે ગયો એટલે સાંભળ્યું કે સિદ્ધરાજ મરી ગયો, તેરોજ તે પાટણ આવ્યો ને કહાનદેવની મદદથી ૫૦ વરશની ઉમરે સને ૧૧૪૩ માં કુમારપાળ સિદ્ધરાજની ગાદીએ બેઠો.

૫૧ પ્ર—કુમારપાળ ગાદીએ બેઠો ત્યારે પ્રધાનવટી કોને આપી અને કોને સુખી કીધા?

ઉ—કુમારપાળ ગાદીએ બેસતાંજ પોતાના મિત્ર ઉદાયન મંત્રીના છોકરા વાઘભટદેવને પ્રધાનવટી આપી, તથા અગાઉના પોતાના જાન બચાવનારા કુંભાર તથા બીજો ખેડુત એ બંનેને સુખી કર્યા.

૫૨ પ્ર—કુમારપાળે કેટલાં વરસ રાજ કીધું અને ક્યારે મરણ પામ્યો ને પછી એની ગાદીએ કોણ બેઠું?

ઉ—૩૧ વરસ રાજ કરીને સન ૧૧૭૪ માં મરી ગયો. એના પછી તે અજેપાળ ગાદીએ બેઠો.

૫૩ પ્ર—અજેપાળે કેટલાં વરશ રાજ કીધું. ને તેની ગાદીએ કોણ બેઠું?

ઉ—૩ વરશ પછી તેનો છોકરો બાળમુળરાજ ૧૧૭૭માં બેઠો.

૫૪ પ્ર—બાળમુળરાજ શાથી નામ પડયું, અને તેના વખત-

માં ગુજરાતપર કયા મુસલમાને ચડાઈ કરી હતી અને તેનું શું થયું ?

ઉ—બાળમુળરાજને બાળપણમાં ગાદી મળી તેથી તે નામ પડયું છે એના વખતમાં એટલે સન ૧૧૭૮ માં કોઈ શાહબુદીનગોરી નામના મુસલમાને ગુજરાતપર ચહડાઈ કરી હતી. પણ તેને બાળમુરાજના કાકા ભોળાભીમદેવે હરાવીને કાઢી મુકયો હતો.

૫૫ પ્ર—બાળમુળરાજે કેટલાં વરશ રાજ કરીને કયારે મરણ પામ્યો, ને એના પછી એની ગાદી કોને મળી?

ઉ—એણે બે વરસ રાજ કીધું, ને સન ૧૧૭૯ માં મરણ પામ્યો, પછી એનો કાકો ભોળોભીમદેવ તેજ વરસે ગાદીએ બેઠો.

૫૬ પ્ર—ભીમદેવના વખતમાં કયા રાજાએ ગુજરાત લુટવાનો ઈરાદો રાખ્યો હતો. અને તેમાં તે ફાવ્યો કે નહીં?

ઉ—એના વખતમાં માળવાનો રાજા સાહદદેવ ગુજરાત લુટવાંને ઇરાદે આવ્યો હતો. પણ તેનું કંઈ વળ્યું નહી?

૫૭ પ્ર—સોલંકીવંશ કયાંથી ને કયાં સુધી કેટલાં વરશ ચાલ્યો ?

## ૨ વાઘેલાવંશ.

ઉ—સન ૯૪૨ થી તે ૧૨૪૪ સુધી એટલે ૩૦૨ વરસ.

૫૮ પ્ર—સોલંકી વંશના છેલારાજા ભોળાભીમદેવ પછી ગુજ-

રાતનું રાજ કોના હાથમાં આવ્યું. અને ગાદીએ કોણ બેઠું?

ઉ—વાઘેલાવંશના પેહેલારાજા વીરધવળના હાથમાં સઘળો કારભાર આવ્યો, અને પછી તેનો છોકરો વીશળદેવ ગાદીએ બેઠો.

૫૯ પ્ર—વીરધવળના રાજાનું નામ શું, અને તેના હાથ નીચેના બીજા બે કોણ હતા?

ઉ—એ રાજાના હાથ નીચે બીજા બે વસ્તુપાળ અને તેજપાળ કરીને ભાઈઓ હતા, તેમણે રાજ્ય ઘણું વધાર્યું હતું.

૬૦ પ્ર—વીસળદેવ રાજાએ ક્યાં શેહેરો વસાવ્યાં, અને તેણે કયો કીલ્લો બાંધ્યો હતો?

ઉ—એ રાજાએ વીસનગર અને વીજાપોર એવાં બે શેહેરો વસાવ્યાં, અને ડભોઈનો કીલ્લો બાંધ્યો હતો.

૬૧ પ્ર—વીશનગર, વીજાપોર, અને ડભોઇ એ શેહેરો ક્યાં છે?

ઉ—વીશનગર ગુજરાતમાં વડનગરની પાસે, વીજાપોર વિશનગરની દક્ષિણે, અને ડભોઇ ગુજરાતમાં વડોદરાની પાસે છે.

૬૨ પ્ર—ગુજરાતની ગાદીપર વાઘેલા વંશના કેટલા રાજાઓ થયા, તે દરેકનાં અનુક્રમે નામ દો?

ઉ—વીશળદેવ, અરજુનદેવ, સારંગદેવ, અને કરણઘેલો એવા ચાર રાજાઓ હતા.

૬૩ પ્ર—વાઘેલાવંશ શાથી નામ પડ્યું.

ઉ—કોઈ સોળંકી વંશનો રજપુત અર્ણોરાજ કરીને વાઘેલાગામમાં રહેતો હતો, તેથી એ વંશનુ નામ પડ્યું.

૬૪ પ્ર—વાઘેલાવંશના છેલ્લા રાજા કરણના હાથમાંથી ગુજરાતની ગાદી કોના હાથમાં ગઇ, અને તે કઇ સાલમાં ?

ઉ—મુસલમાનના હાથમાં, સન ૧૩૦૪ માં.

૬૫ પ્ર—ગુજરાતની ગાદી મૂસલમાનના હાથમાં શી રીતે ગઈ ?

ઉ—રાજા કરણ જ્યારે ગુજરાતની ગાદી ઉપર રાજ કરતો હતો, ત્યારે દીલ્હીની ગાદી ઉપર જલાલુદીન ખીલજી નામે કોઈ મુસલમાન બાદશાહ હતો, તેના પછી કોઈ અલાઉદીન ખીલજીનામે બાદશાહ થયો તેણે પોતાના ભાઈ અલીફખાં તથા વજીર નસરતખાંનને ગુજરાત જીતવાને મોકલ્યા હતા, તેમાં તેમને ને રાજા કરણને લડાઈ થઈ તેમાં કરણ હારયો ને દેવગઢ તરફ નાશી ગયો, ને તેની રાણીઓ, છોકરાં, હાથીઓ વગેરે સરવે મુસલમાનોના હાથમાં ગયું.

૬૬ પ્ર—ગુજરાતપર મુસલમાને શા કારણથી સ્વારી કરી હતી, અને તે વિશે ભાટ લોકો શું કહે છે ?

ઉ—ભાટ લોકો એવું બતાવે છે કે ગુજરાતના રાજા કરણ પાસે માધવ અને કેશવ એવા બે પ્રધાન હતા તેમાં માધવની બઈરી રૂપવંતી હતી તેને એ રાજાએ

(કરણે) જબરજસ્તીથી છીનવી લીધી, અને વળી કેશવ પ્રધાનને મારી નાંખ્યો તે ઉપરથી માધવે દીલ્હી જઇને અલાઉદ્દીનને સમજાવી ગુજરાત ઉપર ચઢાઇ કરાવી, ને ત્યારથી મુસલમાનેએ રાજ લઇ લીધું.

૬૭ પ્ર—એ વાઘેલાવંશની જે રાણીઓ લડાઇમાં પકડાઈ હતી, તેમાંની કઇને બાદશાહે પોતાની સ્ત્રી કરી રાખી હતી?

ઉ—એ લડાઇમાં જે રાણીઓ પકડાઈ હતી તેમાંની એક કમળા નામે હતી તે ઘણી રૂપાળી, બુદ્ધિમાન અને ચંચળ હતી તેને બાદશાહે પોતાની સ્ત્રી કરી રાખી હતી.

૬૮ પ્ર—વાઘેલાવંશ ક્યાંથી તે ક્યાં સુધી કેટલા વરસ ચાલ્યો?

ઉ—સન ૧૨૪૪ થી તે ૧૩૦૪ સુધી એટલે ૬૦ વરસ.



પ્રીય વાંચનાર ? અમારી તરફથી રસીક બુકો છપાઇ બહાર પડે છે તે ઘણાંક કદરદાન પુરૂષો જાણે છે ? બાદ ઘણા દેશી પારકાનું દેખી બળનારા અમારી બુકો હાથ ઝાલી ખેદ ઉત્પન કરશે પણ ભલે તે કરે અમો તેની કશી દરકાર રાખતા નથી, અમે અમારા કામ વાંસે ખંતલઇ પુસ્તકો બહાર પાડયા કરીએ છીએ માટે સુગ્ન માણુસે આવાડોળ ઘાલુ પારકાનું દેખી બળનારાઓની કાંઈ પણ દરકાર નહીં રાખતાં ઉત્તમ પુસ્તકોનો આશરો આપશોજ ?

ગોપીચંદ નાટકના ગાયન......................0–૨–0
રાણીકદેવી રાહખેંગાર મોટું નાટક..............0–૮–0
રાણીકદેવી ગાયન ..............................0–૨–0
મુંબઇઇલાકાની ભૂગોળ .......................0–૧–0
ગુજરાતના સંક્ષિપ્ત ઈતિહાસ....................0–૧–0
બ્યાકરણની નોટ હવે પછી છપાશે................0–૧–0

ભાવનગરમાં તમામ જાણુતા બુકસેલરોને ત્યાંથી આ પુસ્તકો વેચાતાં મલશે. આ બાબત કાંઈ પુછવું હોયતો અમારી રૂબરૂ અગર નવી કાપડ બજારમાં ઠકકર પ્રાણજીવન હરખજી બુકસેલરને પુછવું અગર રીપલાઈ કાગળથી જવાબ મંગાવવો.

શા. પુરૂષોત્તમ ગીબાભાઇની કુંપની.
ભાવનગર.